



# સિંધ પ્રાંતની ભૂગોળ વિદ્યા

[ગુજરાતી બીજા ધોરણના વિદ્યાર્થીઓને સારૂ.]


રચી પ્રસિદ્ધ કરનાર

**લાલજી હરજીવન મેતા,**

ગુજરાતી હેડ માસ્તર સિંધ મદ્રેસા તુલ ઈસ્લામ,

અને

બુકસેલર બંદર રોડ, કરાચી.



આવૃત્તિ બીજી પ્રત ૧,૦૦૦.





**કરાચી:**

"મરાઠા" પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૫૬. ઈ. સ. ૧૮૯૯

કિંમત સવા આનો.

૭૧૫૧

# ભૂગોળ વિદ્યા.

—:o:—

## ભૂગોળ વિદ્યા શીખવાથી થતા ફાયદા;

આ પૃથ્વી ઉપર પરમેશ્વરે બધે એક સરખી રચના કરી નથી જુદા જુદા દેશમાં જુદી જુદી જાતનાં પ્રાણી અને જુદી જુદી જાતનાં વનસ્પતિ બનાવ્યાં છે. તે જાણવાથી ઈશ્વરની અપાર શક્તિ માલમ પડેછે પૃથ્વી ઉપર કેટલા દેશ છે. ને તે કયી કયી દિશાએ છે. ત્યાંના લોક કેવા છે. ત્યાંની હવા કેવી છે. ત્યાં પાક શું શું થાય છે. ત્યાં રાજ્ય કેવી રીતે ચાલેછે. વગેરે ત્યાં શું શું જોવાનું છે. એ બધું આપણે જાણીએ છીએ અને ઘરમાં બેઠા બેઠા આખી પૃથ્વીની મુસાફરી કરવાનું સાધન ભૂગોળ વિદ્યા છે.

## દિશાઓની સમજ.

**દિશાઓ**—ચાર છે. (૧) પૂર્વ, (૨) પશ્ચિમ, (૩) ઉત્તર, (૪) દક્ષિણ.

**પૂર્વ દિશા**—જે દિશામાં સૂરજ ઉગેછે તેને પૂર્વ કહેછે.

**પશ્ચિમ દિશા**—જે દિશામાં સૂરજ આથમેછે તેને પશ્ચિમ દિશા કહેછે.

**ઉત્તર દિશા**—પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ, તો ડાબા હાથ ભણી ઉત્તર દિશા આવેછે.

**દક્ષિણ દિશા**—પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ ભણી દક્ષિણ દિશા આવેછે.

## ખૂણાઓની સમજ.

**ખુણા**—ચાર છે. (૧) અગ્નિ, (૨) નૈરૂત્ય, (૩) વાવ્ય, (૪), ઈશાન.

**અગ્નિ ખુણો**—પૂર્વ અને દક્ષિણ દિશાની વચ્ચે છે.

**નૈઋત્ય ખુણો**—દક્ષિણ અને પશ્ચિમ દિશાની વચ્ચે છે.

વાવ્ય ખુણો—પશ્ચિમ અને ઉત્તર દિશાની વચ્ચે છે.
ઇશાન ખુણો—ઉત્તર અને પૂર્વ દિશાની વચ્ચે છે.
નકશો એટલે શું?—કાગળ કે કપડા પર આખી પૃથ્વી કે, તેના કોઇ પણ ભાગ અથવા નમૂના વગેરેના ચિત્રેલા આકારને નકશો કહેછે.

## નકશાની દિશાઓની સમજ.

આપણે નકશા તરફ મોં કરી ઊભા રહીએ, તો આપણા જમણા હાથ ભણી આવેલી નકશાની બાજુને પૂર્વ દિશા કહેછે. ને ડાબા હાથ ભણી આવેલી નકશાની બાજુને પશ્ચિમ દિશા કહેછે. અને આપણા માથા ભણી આવેલી નકશાની બાજુને ઉત્તર દિશા કહેછે. તથા આપણા પગ ભણી આવેલી નકશાની બાજુને દક્ષિણ દિશા કહેછે.

## સિંધ પ્રાંત.

સીમા—ઉત્તરે બલુચિસ્તાન, પંજાબ, અને ભાવલપુરનો કંઇક ભાગ. પૂર્વે ભાવલપુર, જેસલમીર અને જોધપુર. દક્ષિણે કચ્છનું રણ અને અરબી સમુદ્ર. પશ્ચિમે હાલા પર્વત અને બલુચિસ્તાન છે.

વિસ્તાર—ઉત્તરે કશ્મોરથી દક્ષિણે કોરીના ખાડી સુધી સિંધ પ્રાંતની લંબાઇ ૩૪૦ મૈલ છે, અને પશ્ચિમે લૂશીર રાસલમારીથી પૂર્વે રાવતસર સુધી પોહોળાઇ ૨૬૦ મૈલની છે. ક્ષેત્રફળ ૫૩૮૯૮ ચોરસ મૈલ છે, અને વસ્તી ૩૦૦૩૭૧૧ માણસની છે. એ પ્રાંત સિંધુ નદીના બેઉ કાંઠા પર છે, તેથી તેનું નામ સિંધ પ્રાંત પડયું છે. એમાં મુસલમાનની વસ્તી ઘણી છે. એ પ્રાંતમાં રહેનારા લોકો સંધી કહેવાય છે, અને ભાષા સંધી બોલાય છે.

વિભાગ:—એ પ્રાંતના ૭ વિભાગ થએલા છે. ૧ કરાચી જીલ્લો, ૨ શિકારપુર જીલ્લો, ૩ હૈદ્રાબાદ જીલ્લો, ૪ ઉત્તર સરહદ,

. થરપારકર જિલ્લો, ૬ ખૈરપુર સંસ્થાન.

## સિંધના ભાગ તથા મુખ્ય શહેર.

| ભાગ | મુખ્ય શહેર |
|---|---|
| ૧ સિંધનો ઉપલો સરહદનો મુલક, | જેકમાબાદ. |
| ૨ શિકારપુર જિલ્લો, | શિકારપુર. |
| ૩ હૈદ્રાબાદ જિલ્લો, | હૈદ્રાબાદ. |
| ૪ કરાચી જિલ્લો, | કરાચી. |
| ૫ થરપારકર જિલ્લો, | ઉમરકોટ. |
| ૬ ખૈરપુર સંસ્થાન દેશી રાજ્ય, | ખૈરપુર. |

### અંગ્રેજી રાજ્ય.

૧ ઉત્તર સરહદ, ૨ શિકારપુર જિલ્લો, ૩ હૈદ્રાબાદ જિલ્લો, ૪ કરાચી જિલ્લો, અને ૫ થરપારકર જિલ્લો.

**મોટી નદીઓ**—સિંધુ, હબ, ગાઝ, બારન, મોહન, મલીર અને લયારી વગેરે.

**પર્વતો**—હાલા, (ખીરથર, કરૂ, પબ) લક્કીના પર્વતો—મોહન, કટા, કાંબો, સરજાન, કારોટકર અને દહારીઆડો વગેરે.

સિંધમાં સૌથી મોટો પર્વત હાલા છે, તે બીલાત અને સિંધ પ્રાંતની સરહદ પર છે. ખીરથર, કરૂ, પબ, એ પર્વતો પશ્ચિમ સરહદ પર છે, એ પર્વતોને હાલા પર્વતની હાર કહેછે. અને લક્કીના પર્વતો—હાલા પર્વતમાંથી નીકળી સેવાનની સુધી ગયા છે તેને બગાટોડા કહેછે. મોહન, કટા, કાંબો, સરજાન, કારોટકર, એ પર્વતો કરાચી જિલ્લામાં છે. દહારીઆડો પર્વત ખાનકલાતના મુલકમાં છે. એ પર્વત પર ગરમીના દહાડામાં અંગ્રેજો વગેરે બીજા અમલદારો હવા ખાવા વાસ્તે જાયછે. એ પર્વત પર કૂતરાની કબર (ઘોર) છે.

બંદરો—કરાચી, કેટીબંદર, ગીઝુબંદર, વગેરે.
બેટ—મનોડા.
ભુશિર—માંજ (રાસલમારી)
લશ્કરની છાવણી—કરાચી, હૈદ્રાબાદ, જેકબાબાદ વગેરે.
સરોવર—મંચ્છર, કંજેરી, સોનેરી, હાલેજી, સુમરી, મખી વગેરે.
ખાડી—કોરી, શિર, ગારો, ઘિસરી.

## સિંધુ નદીના ફાંટા કે નાળા.

પૂર્વ નાળો, પશ્ચિમ નાળો, અડલ ફાંટો, પીંજારી ફાંટો, ભગાડ ફાંટો, ફુલેલી ફાંટો અને સતા ફાંટો.

પૂર્વ નાળો—રોહડી આગળથી નીકળી ખૈરપુર અને થરપારકર જિલ્લામાં વહી મખીના સરોવરમાં પડેછે.

પશ્ચિમ નાળો—લાડકાણા આગળથી નીકળી મહેર અને સેવાનની બાજુમાં વહી મંચ્છરના સરોવરમાં પડેછે (એ નાળો જે પ્રદેશમાં વહેછે તેને ચાંદકા કહેછે. ચાંદકા સિંધમાં ફળદ્રુપક છે)

અડલફાંટો—મંચ્છર સરોવરમાંથી નીકળી સિંધુ નદીમાં પડેછે.

પીંજારા ફાંટો—હૈદ્રાબાદની દક્ષિણે ૪૦ મૈલને છેટે બના ગામ પાસેથી નીકળી સુગલબીનની બાજુમાં વહી ગુગડાના સરોવરમાં પડેછે.

ભગાડ ફાંટો—નગરઠઠ્ઠાની દક્ષિણે છે.

ફુલેલી ફાંટો—હૈદ્રાબાદની ઉત્તરે ૧૨ મૈલ છેટે ગલી ગામની પાસેથી નીકળી અગ્નિ ખૂણે વહેછે. (એ ફાંટાને મહુમદખાનના ટન્ડા આગળ ગુની કહેછે.)

સતા ફાંટો—નગરઠઠ્ઠાની દક્ષિણે ભાવચીપુરની બાજુમાંથી નીકળી દક્ષિણ તરફ વહેછે.

## નહેરો.

બેગાડી નહેર, ફુર નહેર, સિંધ નહેર, ઘાંડ નહેર, સખર નહેર, કલ્લરી નહેર, હજામડો, નવલખી, નશીર, ઇમામ, દાદુ, ઘલ્લો, સાંગરોમાર્ક

મીઠરાઉ, ભાનુ, થર, મીર, ખિપ્રા વગેરે છે.

બેગાડી નહેર—બુલંદકામાંથી નીકળી શિકારપુરની વચ્ચે થઇ પટ તરફ વહેછે.

નુર નહેર—બેગાડી નહેરમાંથી નીકળી જેકમાબાદ તરફ ગયો છે.

સિંધ નહેર—આબાદ ગામમાંથી નીકળી શિકારપુર આગળ વહેછે.

ઘાંડ નહેર—છતાના ગામ આગળથી નીકળી લાડકાણાની બાજુમાં વહેછે.

સખર નહેર—સખર આગળથી નીકળી અલાદાદાણીના ગામ આગળ સિંધ નહેરની પુછડી સાથે મળેછે. (એ પાંચે નહેરો શિકારપુર જિલ્લામાં છે. )

કલરી નહેર, નવલખી નહેર, કરાચી જિલ્લામાં છે.

નશીર નહેર, નવલખી નહેર, ઈમામ નહેર, દાદુ, ધલો, સાંગરો-માર્ક, એ હૈદ્રાબાદ જિલ્લામાં છે.

મીઠરાઉ કે ભાનુ, થર, ખિપ્રા, એ નહેરો પૂર્વ નાળામાંથી નીકળી થરપારકર જિલ્લામાં વહેછે.

મીર નહેર—ખૈરપુર સંસ્થાનમાં છે.

## વખણાયલી વસ્તુવાળાં શહેરો.

| શહેર | શું શું થાય છે. |
|---|---|
| હૈદ્રાબાદમાં— | સોનેરી તથા રેશમી ભરત, સોના ઉપર કુંદન કામ, રૂપા ઉપર મીનાકારીનું કામ, હાથીદાંતનાં રમકડાં તથા સંઘાડાનું કામ. |

હાલા અને નશરપુરમાં—માટીના વાસણો ઉપર મીનાકારીનું કામ.

નસરપુર, ગંબટ અને રાણીપુરમાં—સુતરાઉ કાપડ, ચાદરો, ધાબળીઓ અને સુસીઓ.

લાડકાણામાં—કાંસાના વાસણ અને સંધી કાગળ.

શિકારપુરમાં— નકશી તથા ભરત કામ, હાથીદાંતનાં રમકડાં વગેરે.

નગરઠઠ્ઠામાં— રેશમી લુંગીઓ, અજરકો અને સરણત.

ભુભકમાં— ગાલીચા (શેત્રંજી) તમાકુ વગેરે.

થરપારકરમાં— ઊંટો, કામળીઓ, ચામડાની વસ્તુ વગેરે.

કંડીઆરામાં— સંધી કાગળ.

મહારીપુર અને ઢેલીઆરમાં—મીઠું.

ધર્મ—હિંદુ, એ ધર્મના અનેક પંથ છે તેમાં વૈષ્ણવ, જૈન, શૈવ, રામાનુજ વગેરે.

પાક—આ પ્રાંતમાં બે પાક થાય છે. ૧ ચોમાસાનો (ખરિફ) ૨ શિયાળાનો (રબિ) ખરિફ પાક પાણી ચડતી વખતે વાવે છે. ને કાર્તક મહીનામાં તૈયાર થાયછે. તે પાકમાં ડાંગર, જુવાર, બાજરી, તલ, રૂ, શેરડી, તમાકુ, ગળી વગેરે પાકે છે. રબિ પાક પાણી ઉતરી ગયા પછી પલળેલી જમીનમાં વાવે છે. એ પાક ચૈત્ર મહીનામાં તૈયાર થાય છે. એ પાકમાં ઘઊં, જવ, ચણા, ચીણુ, મટર, સરસી, જાંબો વગેરે પાકેછે.

રવાનગી—(પરદેશ જાય છે)લૂગડાંનાં ચીથરાં, ચામડા, રૂ, ઉન, ઘઊં, સરસી, જુવાર, હાડકાં વગેરે.

આમદાની—(પરદેશથી આવેછે) લોઢું, કોયલા, સોનું, રૂપું, ત્રાંબું, પીતળ,કાપડ, સંચા, ચીની વાસણ, ચા, ગ્યાસલેટ, દીવાસળી, કાચ, લોઢાનો સામાન, રબર, કાગળ, દારૂ, ટીન, વગેરે ઘણોજ વિલાયતી સામાન આવેછે.

હવા—ઉત્તર અને મધ્ય ભાગમાં ઠંડી તથા ગરમી ઘણીજ પડેછે. પરંતુ દક્ષિણના ભાગમાં ઠંડી તથા ગરમી માફક છે.

વેપાર—અગાઉ એ પ્રાંતમાં ફક્ત ૧૨ લાખ રૂપીઆનો વેપાર ચાલતો

હતો, અને હાલ આગગાડી તથા આગબોટની સહેલાઇથી ૧૨ ક્રોડ રૂપિઆનો વેપાર ચાલેછે.

## નદીઓ.

**સિંધુ નદી**—હિમાલય પર્વતની ઉત્તરે ટિબેટના માનસરોવરમાંથી નીકળી ૧૮૦૦ મૈલ વહી અરબી સમુદ્રને મળેછે. એના ઉપર સખર, રોહડી, લાડકાણા, સેવાન, કોટ્રી, ગીધુબંદર, ઝરક, કેટીબંદર વગેરે શહેરો છે.

**હુબ**—બલુચિસ્તાનના ડુંગરમાંથી નીકળી સિંધ અને લસબેલામાંથી વહી રાસલમારી આગળ આરબી સમુદ્રને મળેછે.

ગાઝ—ખીરથર પર્વતમાંથી નીકળી પુલજી આગળ પશ્ચિમ નાળાને મળેછે

**ભારાન**—ખીરથર પર્વતમાંથી નીકળી શાલગામ આગળ સિંધુ નદીને મળેછે.

**મોહન**—રની કોટ આગળથી નીકળી સનગામ આગળ સિંધુ નદીને મળેછે

**મલીર**—પબ પર્વતમાંથી નીકળી કરાચીની બાજુ (ગીસરીની ખાડી) માં અરબી સમુદ્રને મળેછે.

**લયારી**—પબ પર્વતની ટેકરીમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે.

## રાજ્ય રિતી.

આખા સિંધ પ્રાંતમાં મોટો હાકેમ કમીશ્નર સાહેબ રહેછે.

સિંધ પ્રાંતના ત્રણ જિલ્લા, જેવા કેઃ કરાચી જીલ્લો, હૈદ્રાબાદ જિલ્લો અને શિકારપુર જિલ્લો. એ દરેક જિલ્લાનો કારભાર કલેકટર સાહેબ કરેછે. અને તેઓના હાથ નીચેના તાલુકાનો કારભાર ડેપ્યુટી કલેકટર કરેછે. અને ખજાનાને માટે એક હજુર ડેપ્યુટી કલેકટર રહેછે. ઉત્તર સરહદ તથા થરપારકર જિલ્લાનો કારભાર ડેપ્યુટી કમીશ્નર સાહેબ કરેછે. દરેક ડેપ્યુટી કલેકટરની વતી મામલતદાર (મુખત્યારકાર) રહેછે.

# કરાચી જિલ્લો.

**સીમા**—ઉત્તરે શિકારપુર જિલ્લો, પૂર્વે સિંધુ નદી, હૈદ્રાબાદ જિલ્લો, અને કચ્છનું રણ, દક્ષિણે અરબી સમુદ્ર, પશ્ચિમે બલુચિસ્તાન અને લસબેલો છે.

**વિસ્તાર**—ક્ષેત્રફળ ૧૪૧૮૨ ચોરસ મૈલ છે, અને વસ્તી ૫૬૪૮૮૦ માણસની છે.

**નદીઓ**—હબ, ગાઝ, ભારાન, મોહન, મલીર અને લયારી વગેરે.

**પર્વતો**—પબ, ખીરથર અને લક્કીના પર્વતો વગેરે.

**સરોવર**—મંચ્છર, કંઝોરી, સોનારી, હાલેજી, ગુગડો વગેરે.

**મુખ્ય શહેર**—કરાચી, નગરઠઠ્ઠા, ઝરક, મીરપુરસાકરો, કેટીબંદર, (ઘોડાબારી) કોટ્રી, મીરપુરબઠોરો, સુજાવલ, સેવાન, શાહબંદર મુગલભીમ, માઝીંદા વગેરે.

**મુખ્ય રેલવે સ્ટેશન**—કરાચી, જુંગશાહી, કોટ્રી, સેવાન, દાદુ વગેરે.

**પેદાશ**—ડાંગર, ઘઊં, બાજરી, જુવાર, જવ, સરસી, તલ, મગ, મકાઈ, તમાકુ, ઉન, શેરડી વગેરે.

**રાજ્ય રિતી**—આ જિલ્લામાં ત્રણ ડેપ્યુટી કલેકટર રહેછે. ૧ સેવાનનો, ૨ ઝરકનો, ૩ શાહબંદરનો, તેઓના તાબામાં ૧૩ તાલુકા છે. સેવાન, દાદુ, માઝીંદા, કોટ્રી, જોહી, એ તાલુકા સેવાનના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. કરાચી, નગરઠઠ્ઠા, ઘોડાબારી, મીરપુરસાકરો, એ તાલુકા ઝરકના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. મીરપુરબઠોરો, સુજાવલ, જાતી, શાહબંદર એ તાલુકા શાહબંદરના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે.

**વિશેષ હકીકત**—મુખ્ય શહેર કરાચી છે. (પહેલાં એને ઘડઓ કહેતા) એમાં ૧૦૫૧૯૯ માણસની વસ્તી છે. એ સિંધ પ્રાંતમાં સૌથી

મોટું બંદર તથા શહેર છે. અને તે સિંધની રાજ્યધાનીનું શહેર છે, એમાં મોટો હાકેમ કમીશનર સાહેબ રહેછે. એમાં અંગ્રેજ લોકો વગેરેની ઓફીસો તથા કારખાના (ગોદીઓ) ઘણી છે. એની ઉત્તરે ૧૦ મૈલને છેટે મગરપીરની જગ્યા છે ત્યાં ઉના પાણીના ઝરણ છે, ત્યાં હિંદુ તથા મુસલમાન વગેરે બધા માણસો જાત્રાએ જાય છે. એ શેહેરમાં જોવા લાયક ઠેકાણાં ઘણાં છે.

## હૈદ્રાબાદ જિલ્લો.

**સીમા**—ઉત્તરે શિકારપુર જિલ્લો અને ખૈરપુર સંસ્થાન, પૂર્વે ખૈરપુર સંસ્થાન અને થરપારકર જિલ્લો, દક્ષિણે કચ્છનું રણ, પશ્ચિમે સિંધુ નદી છે.

**વિસ્તાર**—ક્ષેત્રફળ ૯૦૦૩ ચોરસ મૈલ છે, અને ૯,૧૮,૬૪૬ માણસની વસ્તી છે.

**પર્વત**—ગંજો (એમાં મેટની તથા માટીની ખાણ છે.)

**મુખ્ય શહેર**—હૈદ્રાબાદ, ગુની, બદીણા, ટન્ડોબાગેનો, ડેરોમોહોબતનો, ટન્ડોમહમદખાનનો, નવા હાલા, શેહેદાદપુર, મીરપુરખાસ, ટન્ડોઅલાયાર, નોશારોફેરોઝ, કંડીઆરો, મોરો, સકરંડ, નસરપુર વગેરે.

**મુખ્ય રેલવે સ્ટેશન**—ગીધુબંદર, હૈદ્રાબાદ, ટન્ડોજામ, મીરપુરખાસ અને ટન્ડોઅલાયાર.

**પેદાશ**—ઘઊં, જુવાર, બાજરી, મટર, જાંબો, રૂ, સરસી વગેરે.

**રાજ્ય રિતી હકીકત**—એમાં ચાર ડેપ્યુટી કલેકટર રહેછે. ૧ હૈદ્રાબાદનો, ૨ ટન્ડાનો, ૩ હાલાનો, ૪ નોશારોફેરોઝનો. હૈદ્રાબાદ તાલુકો એ હૈદ્રાબાદના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. ગુની, બદીણા,

ટન્ડોબાગેનો, ડેરોમોહોબતનો, એ તાલુકા ટન્ડાના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. હાલા, શહેદાદપુર, મીરપુરખાસ, ટન્ડોઅલાયાર એ તાલુકા હાલાના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. નોશારોફેરોઝ, કંડીઆરો, મોરો ને સકરંડ એ ચારે તાલુકા નોશારોફેરોઝના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે.

વિશેષ હકીકત—આ જિલ્લો સિંધ પ્રાંતમાં કારીગરીને માટે પ્રખ્યાત છે, તેનું મુખ્ય શહેર હૈદ્રાબાદ છે. એમાં ૫૮૦૪૮ માણસની વસ્તી છે. એ પેહેલાં કલોડા તથા મીરોના વખતમાં સિંધ પ્રાંતની રાજધાનીનું શહેર હતું, એમાં ગુલામશાહ કલોડાનો બાંધેલો કિલ્લો તથા મીનારા જોવા જોગ છે, એ શહેરની તથા ગીધુબંદરની વચ્ચે ગાંડા માણસોની મોટી ઇસ્પીતાલ છે. એ શહેરથી ૨૦ મૈલને છેટે લાલઉદેરાની જગ્યા છે ત્યાં ચૈત્ર માસમાં મોટો મેળો ભરાય છે.

## શિકારપૂર જિલ્લો.

સીમા—ઉત્તરે સિંધનો ઉપલો સરહદનો મુલક, પૂર્વે ભાવલપુર અને જેસલમીર, દક્ષિણે કરાચી જિલ્લો અને હૈદ્રાબાદ જિલ્લો, પશ્ચિમે કરૂ અને ખીરથર પર્વત છે.

વિસ્તાર—ક્ષેત્રફળ ૯૨૯૬ ચોરસ મૈલ અને વસ્તી ૯૧૫૪૯૭ માણસની છે.

પર્વતો—દહારીઆડો એ ઉપર ઉનાળાના દહાડામાં ઘણા અંગ્રેજ વગેરે અમલદારો હવા ખાવા જાય છે. એ પર્વત ઉપર કુતરાની એક કબર (ઘોર) છે.

મુખ્ય શહેર—શિકારપુર, સખર, નોશારોઅબરો, રોહડી, ઘોટકી,

મીરપુર મહારી, ઉબાવડો, લાડકાણા, રતોદેરો, કંબર, નશીરાબાદ, મહેર, કકડ, ગાડીયાશીન, સીજવલ વગેરે શેહેરો છે.

મુખ્ય રેલવે સ્ટેશન—સિતા, રાધણ, લાડકાણા, રૂકજંકશન, શિકારપુર, સખર, રોહડી, ઘોટકી વગેરે.

પેદાશ—ઘઉં, બાજરી, જુવાર, રૂ, ઉન, ભાંગ, તમાકુ, શેરડી વગેરે.

રાજ્ય રિતી—આ જિલ્લામાં ચાર ડેપ્યુટી કલેક્ટર સાહેબ રહેછે. ૧ સખરનો, ૨ રોહડીનો, ૩ લાડકાણાનો, ૪ મેહેરનો. સખર, શિકારપુર, નોશારોઅબરો, એ તાલુકા સખરના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. રોહડી, ઘોટકી, મીરપુરમાથેલો, ઉબાવડો એ તાલુકા રોહડીના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. લાડકાણા, લબદરિયા, રતોદેરો, કંબર, એ તાલુકા લાડકાણાના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે. નશીરાબાદ, મહેર, કકડ, એ તાલુકા મહેરના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે.

વિશેષ હકીકત—શિકારપુર એ મુખ્ય શહેર છે. એને પેહેલાં ખોરાસાનની ભાગોળ કહેતા. એમાં ૪૨૦૦૪ માણસની વસ્તી છે. એમાં વેપાર સારો ચાલેછે. ત્યાંના રહેવાશી સુઘડ અને ખુશમીજાજી છે.

## ઉત્તર સરહદ.

સીમા—ઉત્તરે બલુચિસ્તાન ને પંજાબ, પૂર્વે સિંધુનદી, દક્ષિણે શિકારપુર જિલ્લો અને પશ્ચિમે ખીલાત છે.

વિસ્તાર—ક્ષેત્રફળ ૨૫૪૯ ચોરસ મૈલ છે, વસ્તી ૧૭૪૫૮ માણસની છે

મુખ્ય શહેર—જેકબાબાદ. મુખ્ય રેલવે સ્ટેશન—જેકબાબાદ ત્યાંથી રેલવે કોયટા, ચમન, અને કંદહાર તરફ જાય છે,

પેદાશ—ઘઊં, બાજરી, જુવાર, મટર, તલ, ચણા, સરસી, જાંબો, વગેરે.

રાજ્ય રિતી—એમાં ચાર તાલુકા છે. ૧ જેકમાબાદ, ૨ શહેદાદપુર, ૩ હુલ, ૪ કશ્મોર.

વિશેષ હકીકત—એમાં મુખ્ય શહેર જેકમાબાદ છે, એમાં ૧૨૩૯૧ માણુસની વસ્તી છે. એને પેહેલાં ખાનગડ કહેતા, એમાં વરસાદ બહુ થોડો વરસે છે.

## થરપારકર જિલ્લો.

સીમા—ઉત્તરે ખૈરપુર સંસ્થાન, પૂર્વે રજપુતાના દેશી રાજ્યો, દક્ષિણે કચ્છનું રણ અને પશ્ચિમે હૈદ્રાબાદ જિલ્લો છે.

વિસ્તાર—ક્ષેત્રફળ ૧૨૭૨૯ ચોરસ મૈલ છે. અને વસ્તી ૨૯૮૨૦૩ માણુસની છે.

પર્વત—કારૂંઝર.

સરોવર—સુમ્રરા, મખી.

મુખ્ય શહેર—ઊમરકોટ, ખિપ્રા, સાંધડ, છાછરો, મિઠી, દીપલો, નગરપારકર વિરાવાવ, વંગાબજાર, પેથાપુર, કાસંબો અને રાવતસર વગેરે.

રેલવે સ્ટેશન—શાદીપાલી (ત્યાંથી રેલવે ઉમરકોટ તરફ જાયછે.)

રાજ્ય રિતી—એમાં ૭ તાલુકા છે. ૧ ઊમરકોટ, ૨ ખિપ્રા, ૩ સાંધડ, ૪ મિઠી, ૫ છાછરો, ૬ દીપલો, ૭ નગરપારકર.

વિશેષ હકીકત— આ જિલ્લામાં રેતીનાં રણ બહુ છે એનું મુખ્ય શહેર ઊમરકોટ છે. તેમાં ૩૭૦૨ માણુસની વસ્તી છે. એમાં મોગલ વંશનો પ્રખ્યાત બાદશાહ અકબર ઇ. સ. ૧૫૪૨માં જન્મ્યો હતો.

# ખૈરપૂર સંસ્થાન.

**સીમા**—ઉત્તરે શિકારપુર જિલ્લો, પૂર્વે જેસલમીર સંસ્થાન, દક્ષિણે થરપારકર જિલ્લો તથા હૈદ્રાબાદ જિલ્લાનો કંઇક ભાગ, પશ્ચિમે સિંધુ નદી, અને હૈદ્રાબાદ જિલ્લો છે.

**વિસ્તાર**—ક્ષેત્રફળ ૬૧૦૯ ચોરસ મૈલ છે. અને વસ્તી ૧૩૧૯૩૭ માણસની છે.

**મુખ્ય શહેર**—ખૈરપુર, લાલુકોટ, કોટદીજી, ટન્ડો મસ્તીખાન, ગંબટ-રાણીપુર વગેરે.

**પેદાશ**—ઘઉં, મગ, જવ, પડવાસ, મીર, જુવાર, મટર, ચણા, પાપડ-ખાર, સરસી, જાંબો.

**વિશેષ હકીકત**—એ સંસ્થાન મીર અલીમુરાદના દીકરા ફૈઝમહમદ ખાનના તાબામાં છે. એ સંસ્થાનનું રાજ્ય વહીવટ સુધારવા માટે અંગ્રેજ સરકાર પાસેથી એક વજીર નામે ખાનબહાદુર કાદરદાદખાન સી. આઇ. ઈ. લીધેલ છે. તેથી હાલ રાજ્ય વહીવટ સારી રીતે ચાલેછે. એનું મુખ્ય શહેર ખૈરપુર છે. ત્યાંના રાજા અમીર કહેવાય છે. એમાં ૬૨૪૦ માણસની વસ્તી છે. એમાં રેતીનાં રણ તથા ટેકરા ઘણા છે.

## શહેર વર્ણન.

**કરાચી**—એ શહેરમાં વેપાર ઘણો ચાલેછે. એમાં અંગ્રેજ વગેરે લોકોની મોટી મોટી ઓફીસો તથા કારખાનાં ઘણાં છે. એમાં સિંધ પ્રાંતનો મોટો હાકેમ કમીશનર સાહેબ રહેછે. એ શહેર સિંધ પ્રાંતની ગાદીની જગ્યા છે. એમાં જોવા લાયક ઠેકાણાં ઘણાંછે, જેવાં કેઃ—ગવર્મેંટ ગાર્ડન, ફ્રીયર હૉલ, અર્સ્કીન ગાર્ડન,

ઇમપ્રેસ મારકીટ, હાઇસ્કૂલ, આર્ટસ કોલેજ, મદ્રેસા, મેરીવેધર ટૉવર, ગિસરી, મનોડા, (દીવાડાંડી મનોડાનો કિલ્લો, વર્કશૉપ) વગેરે ઘણાં છે.

નગરઠઠ્ઠા—એ ઘણુંજ અસલી જુનું શહેર છે. અગાઉ તે ઘણું મોટું શહેર હતું હાલ પડીભાગેલું છે. તેમાં જુમામસીદ, મકલીનું મુકામ તથા કુબા ઘણાં જોવા જોગ છે. એમાં રેશમી લુંગીઓ તથા અજરકો ઘણી સારી બનેછે.

કોટડી—એ બંદર છે. એમાં આગબોટો ઉભી રહેછે. અને સિંધુ નદી પાર ઉતારવાના કામમાં આવેછે ત્યાં વેપાર ઠીક ચાલેછે.

સેવાન—એ શેહેરમાં દર વરસે શાબાનવાળા મહિનાની ૨૧મી તારીખે લાલશાહબાદનો મોટો મેળો ભરાય છે.

હૈદ્રાબાદ—એ શેહેરમાં અસલ સિંધ પ્રાંતની ગાદી હતી એમાં સોનેરી ભરતકામ અને હાથીદાંતનું કામ સારૂં થાય છે. એમાં મીર લોકોની કબરો ઘણી છે. બીજાં જોવા લાયક ઠેકાણાં જેવાંકેઃ—ટ્રેનીંગ કાલેજ, એગ્રીકલચર સ્કૂલ વગેરે.

ગીધુબંદર—એ બંદર છે. એની પાસે ગાંડા માણસોની મોટી ઇસ્પીતાલ છે એ બંદર હૈદ્રાબાદથી ત્રણ મૈલને છેટેછે ત્યાં હવા સારી છે.

નશરપુર—એમાં ઉડેરાલાલનો જન્મ સંવત ૧૦૦૭ના ચૈત્ર સુદી બીજનો થયો હતો.

શિકારપુર—એમાં વેપાર ઠીક ચાલેછે ત્યાંના રહેવાસી ઘણા સુઘડ છે.

સખર—એ બંદર છે. એની અને ભખરની વચ્ચે લોઢાનો ઝુલતો પુલ બાંધેલો છે તે જોવા જોગ છે.

જેકબાબાદ—એમાં વરસાદ ઘણો થોડો વરસેછે. ત્યાં રેલનું પાણી ચડેછે તેથી ખેતી સારી થાય છે.

થરપારકર જિલ્લો—એમાં રેતીનાં રણ છે, ત્યાંના ઊંટ વખણાય છે.

નગર પારકર—એ કચ્છના રણમાં બેટ જેવો છે. ત્યાં વરસાદ થોડી વરસેછે.

ઉમરકોટ—એમાં પ્રખ્યાત અકબર બાદશાહ ઇ. સ. ૧૫૪૨માં જનમ્યો હતો.

ખૈરપુર—એ દેશીરાજ્ય છે એમાં મીર ફૈઝમહમદખાન રાજ્ય કરેછે.

## નીચે લખ્યું શું શું છે તે નકશામાં બતાવો.

અ—અડલ, અલાદાદણી, અલીબહુર, આબાદ અરબી સમુદ્ર.

ઈ—ઈસ્લામકોટ.

ઉ—ઉગાવડો, ઉમરકોટ.

ક—કકડ, કરાચી, કરૂ, કલરી, કશ્મોર, કારૂંઝર, કેટીબંદર, કોટ્રી, કંડીઆરો, કંબર, કંજોરી વગેરે.

ખ—ખિપ્રા, ખિરથર, ખિલાત, ખૈરપુર.

ગ—ગઢડો, ગાઝ, ગારીયાશીન, ગિસરી, ગીધુબંદર, ગુગડો, ગુની.

ઘ—ઘલો, ઘારો, ઘોટકી, ઘોડાબારી.

છ—છતા, છાછરો.

જ—જાતી, જીંદપીર, જુંગશાહી, જેકબાબાદ, જેશલમીર, જુડો.

ઝ—ઝરક.

ટ—ટંડોઅલાયાર, ટંડોજામ, ટંડોબાગેનો, ટંડોમહમદખાનનો.

ઠ—ઠુલ.

ડ—ડેરોમોહોબતખાનનો.

થ—થરપારકર.

દ—દાદુ, દહારીઆડો, દીપલો.

ન—નગરપારકર, નશીરાબાદ, નસરપુર, નોશારો ફેરોઝ.

પ—પણ, પીંજારી, પેથાપુર.

ફે—ફુલજી.

બ—બદીણા, બલુચિસ્તાન, બુલંદકી.

ભ—ભખર, ભગાઢોડો, ભારાન, ભાવલપુર, ભુભક.

મ—મખી, મગરપીર, મનોરા, મલીર, માઝીંદા, મીરપુરખાસ, મીરપુરસાકરો મીરપુરબઠોરો, મચ્છર.

ર—રજપુતાના, રતોદેરો, રનીકોટ, રાવતસર, રાસલમારી, રોહડી, વગેરે.

લ—લાડકાણા, લસબેલો, લાલઉદેરો.

વ—વંગાબજાર.

શ—શાહાબંદર, શિકારપુર, શાહેદાદપુર.

સ—સકરંડ, સખર, સિંધુ, સુજાવેલ, સેવાન, સાંઘડ, સંઢો.

હ—હજામડો, હૈદ્રાબાદ, હાલા, હોલજી.



# જાહેર ખબર.

---

થોડા વખતમાં ગુજરાતી ચોથા ધોરણના વિદ્યાર્થીઓ માટે હિંદુસ્તાનની ભૂગોળ છપાઇ તૈયાર થવાની છે.

લાલજી હરજીવન, મેતા.

નીચે લખેલી ચોપડીઓ બંદર રોડ પર બુકસેલર
મેતા લાલજી હરજીવનની દુકાનેથી રોકડી કિંમતે
કીફાયત ભાવે વેચાતી મળશે.

---

ગુજરાતી હિંદુસ્તાનની ભૂગોળ કીમત સવા બે આના તથા એશિઆની ભૂગોળ કીમત ત્રણ આના જે ચોપડીઓ માસ્તર તુળજારામે બનાવેલી જેમના હક મેં તેમની પાસેથી લીધેલ છે તે શીવાય ખાસ મારી પોતાની બનાવેલી મુંબઈ ઈલાકાની ભૂગોળ જેની કીમત સવા બે આના તથા ઉરદુમાં હીંદની ભૂગોળ કીમત ૦)= આના તથા ઉરદુમાં ન્યુગાયલ પ્રાઇમર ભાગ ૧ લો તથા બીજો તથા રોયલ રીડર નંબર ૧ લાના અર્થ કીમત ૦= આના.

ઉપરની ચોપડીઓ શીવાય અમારી દુકાનેથી શાળા-પયોગી અંગ્રેજી, ગુજરાતી તથા ઉરદુ ચોપડીઓ કીફાયત ભાવે મળશે, સામટી લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

**લાલજી હરજીવન, મેતા.**